# બાળબોધોદય

અને

# બાળચિકિત્સા પદ્ધતિ.

## (Disease of Children)



પ્રકાશક : ડૉ. રમણીકરાય જેઠાલાલ દવે વૈદ્ય.

# બાળબોધોદય

અને

# બાળચિકિત્સા પદ્ધતિ.


સંપાદક અને પ્રકાશક

**ડૉ. રમણીકરાય જેઠાલાલ દવે વૈદ્ય**

એલ. એચ. એમ. એસ.



: તંત્રી :

**કુમારવિજ્ઞાન ઓફીસ.**

ખાડીઆ : અમદાવાદ

---

અમદાવાદ-શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં

જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું.

ખાડીયાઃ **અમદાવાદ.**





પ્રથમાવૃત્તિ. પ્રત ૨૦૦૦ સંવત ૧૯૮૬ સને ૧૯૩૦

મૂલ્ય રૂ. ૦-૮-૦

# ભાગ્યોદય ઓફીસ તરફથી બહાર પડેલાં પુસ્તકો.

**કાયદાનો શિક્ષક**—ફોજદારી, રેવન્યુ અને દિવાની કાયદાઓ રૂ. ૧૫)
**ધનવાન**—(વોલ્યુમ ૧ લું) દ્રવ્ય આપનાર હુન્નેરો પ્રયોગો રૂ. ૧૦)
**ધનવાન**—(વો. ૨ જું) ધનપ્રાપ્તિના માર્ગો, હુન્નરઉદ્યોગ શિક્ષક રૂ. ૫)
**હિંદુસ્તાનની તીર્થયાત્રા**—આખા હિંદનાં ધામોની હકીકત રૂ ૫)
**ભવિષ્યવેત્તા**—ભુત ભવિષ્ય અને વર્ત્તમાનકાળનું જ્ઞાન આપ૦ રૂ. ૫)
**માસ્તર ઓફ નોલેજ**—અંગ્રેજી, બંગાળી, મરાઠી, હીંદી, સંસ્કૃત શિ. રૂ.૭)
**સ્વધર્મનિષ્ટ દૈવીજીવન**—ધર્મનિષ્ટ ૧૫૦ મહાન પુરૂષોનાં જી૦ રૂ. ૫)
**ત્રિકાળદર્શક દર્પણ**—(વો ૧લું) પ્રેતવાહન વિદ્યા, મેસ્મેરીઝમ રૂ.૫)
**ચમત્કૃતિ જ્ઞાનદર્શક વિદ્યા**— ત્રિકાળદર્શકનું વો૦ ૨ જું] રૂ. ૫)
**સ્ત્રી હિતશિક્ષક**—સ્ત્રીઉપયોગી ૧૫૦ સતીઓનાં જીવનચરિત્ર રૂ. ૪)
**ગૃહિણી રત્નમાળા** ભા.૧લો ને બીજો કૌમુદિનીની આત્મકથા રૂ.૨॥
**બુદ્ધિ કૌશલ્ય** વિદ્યા—બુદ્ધિ ખીલવવાનું સરલ સાધન. રૂ. ૧॥
**ચરક સંહિતા**—વૈદ્યકનો પુરાતની ગ્રંથ કિંમત રૂ. ૫)
**ભૈષજ્ય રત્નાવલી**—(વોલ્યુમ ૧ લું) ચક્રદત્ત સાથે કિંમત રૂ. ૩)
**વૈદ્યવિનોદ**—વૈદ્યકનો અતિ ઉત્તમ ગ્રંથ કિંમત રૂ. ૨)
**દેશીવૈદુ**—વૈદ્યકની શાસ્ત્રીય દવાઓનો સંગ્રહ. કિંમત રૂ. ૧)
**યોગરત્નાકર**—(વોલ્યુમ ૧ લું વૈદ્યકનો અપૂર્વ ગ્રંથ છે. કીં. રૂ.૨)
**ઘરનો વૈદ્ય** યાને ફેમીલી ડોકટર—ઘણુંજ ઉપયોગી પુસ્તક કિં. રૂ. ૧)
**ઔષધોપચાર સંગ્રહ**—વૈદ્યકના અનુભવેલા ઉપચારો કીંમત રૂ. ૧॥
**વૈદોના અનુભુત પ્રયોગ**—વૈદ્યોના અનુભવેલા પ્રયોગો કીં રૂ. ૧)
**બાળબોધોદય**—બાળકોના રોગોના ઉપચારો બનાવેલા છે. રૂ. ૦॥
**ભાગ્યોદય માસિક**—દરમહિને પ્રગટ થાય છે. વા. લવાજમ રૂ. ૪)

ઉપરનાં તમામ પુસ્તકો મંગાવવા માટે તુરતમાં લખો—

**હુન્નરવિજ્ઞાન ઓફીસ : અમદાવાદ અને મુંબાઇ.**

# પ્રસ્તાવના.

**બાળબોધોદય**—આ પુસ્તક દરેક મનુષ્યને ઘણુંજ ઉપયોગી થઇ પડશે એમ ધારીને પ્રસિદ્ધ કર્યું છે. આ પુસ્તકમાં પોતેજ પોતાની મેળે પોતાને થયેલા રોગની દવા કરી શકે છે. આ પુસ્તક મુળ સંસ્કૃતમાં પૂર્વે કાશીનાથ નામના વૈદે પ્રસિદ્ધ કરેલું છે. આ પુસ્તક માત્ર એકાવન શ્લોકથી બનાવેલું છે. એકાવન શ્લોકોમાં દરેક ચિકિત્સા આવી જાય છે. બાળકોને તથા સ્ત્રીઓને ખાસ વાંચવા જેવું છે. આ પુસ્તક દરેકની પાસે અવશ્ય રાખવું જોઇએ.

**બાળરોગ ચિકિત્સા પદ્ધતિ**—ઉપરના પુસ્તકની સાથે બાળકોના રોગ અને તેની ચિકિત્સા સરળ ભાષામાં આપી છે, જે દરેકને વારંવાર ઘણુંજ ઉપયોગી થઈ પડે તેમ છે. બાળક જન્મે ત્યારથી તેને થતા રોગો ઓળખવાની રીત, રોગ થવાનું કારણ વિગેરે આ પુસ્તકમાં આપેલું છે જેથી દરેક પોતપોતાની મેળે બાળકની ચિકિત્સા કરી શકે છે. આ પુસ્તક દરેક જનસમાજને અને વૈદ્યબંધુઓને પણ ઉપયોગી થઇ પડશે એમ ધારી લખેલું છે.

તા. ૧–૫–૩૦
હુન્નરવિજ્ઞાન ઓફીસ.
ખાડીઆ—અમદાવાદ.

ડૉ. રમણિકરાય જેઠાલાલ દવે વૈદ્ય.
ભાષાંતર કર્તા.

વૈદ્ય જેહાલાલ દેવશંકર દવે રચીત વૈદ્યકીય પુસ્તકો.

# શ્રી चरकसंहिता.

મૂળ સહિત ગુજરાતી ભાષાંતર—પ્રથમ ભાગ. કીંમત રૂ. ૫—૦ જેમાંથી અનેક ગ્રંથો ઉત્પન્ન છે. તેમાં એવી નવી જુની શોધો અને દવાઓ છે કે જે આપણે જાણતા ન હોવાથી, ઘણી પાશ્ચિમાત્ય શોધોથી અંજાઇએ છીએ. પરંતુ હાલની તેવી ઘણી શોધોનો આ પુસ્તકમાં સમાવેશ થઇ જાય છે. દરેક ડાકટર હકીમ અને વૈદોએ આ પુસ્તક રાખવું જોઇએ કીં. ૫—૦

**ચરકસંહિતા—ભાગ બીજો**—છપાય છે, નામ નોંધાવો. કિ. રૂ. ૫

**વૈદવિનોદ**—આ ગ્રંથ ઘણો પ્રાચિન છે. આ પુસ્તકમાં નિદાન અને ચિકિત્સા ટુંકમાં અને સહેલાઇથી જણાવેલી છે. વળી તેની ઉપચાર પદ્ધતિ પણ સરસ લખેલી છે આમાં પ્રયોગો સચોટ અને અસર કરનારાં બતાવવામાં આવ્યાં છે. કીંમત રૂ. ૩

**ઘરનો વૈદ**—આ એક ઉત્તમ વૈદકનું પુસ્તક છે.જેના દશ ભાગ છે. તેમાં લગભગ ૫૩] પ્રકરણો છે. કીં. રૂ.૦—૧૨

## વૈદ યાને વૈદક ભાગ ૧ લો અને ૨ જો.

ઔષધો,વનસ્પતિશાસ્ત્ર,ધાતુ,વિષશોધન,ભસ્મો,માત્રાઓ,રસો વિ. રૂ. ૧॥

**ભૈષજ્ય રત્નાવલી અને ચક્રદત્ત:** આ બંને ગ્રંથનું શુદ્ધ સરળ ગુજરાતી ભાષાંતર, તેમાં રસરસાયનો, માત્રાઓનો સમાવેશ છે. કિ રૂ. ૫

**યોગરત્નાકર:** [વો. પહેલું] વૈદ્યકનો અપૂર્વ ગ્રંથ છે વૈદ્યોને ઘણોજ ઉપયોગી છે. કિંમત રૂ. ૨—૦

**દેશીવૈદ્ય**—હીંદુસ્તાનમાં પ્રખ્યાત વૈદો જે જે દવાઓ બનાવી વાપરે છે, તમામ ફાર્મસીઓ જે જે દવાઓ બનાવે છે તે સઘળી દવાઓની બનાવટ આ પુસ્તકમાં આપેલી છે. કીં. રૂ. ૧

**ભાગ્યોદય ઓફીસ—અમદાવાદ અને મુંબાઇ.**

## દરેક રોગ અને તેની સંક્ષિપ્ત ચિકિત્સા

# બાલબોધોદય.



પૂર્વે કાશીનાથ નામના પ્રસિદ્ધ વૈદ્યે બાળકોને પણ સરળતાથી ઉપદેશ આપવા માટે ઘણા વૈદક શાસ્ત્રરૂપી સમુદ્રનું મંથન કરી આ બાલબોધોદય ગ્રંથ સંસ્કૃતમાં લખ્યો હતો. (૧)

**વૈદ્યની પ્રશંસા**—જ્વરાદિ રોગોમાં વિશેષે કરીને જે નિઃશંક ચિકિત્સા પ્રસિદ્ધ છે તેને ઉત્તમ પંડિતો પાસે સમજી મનુષ્યે યશ ધર્મ અને લક્ષ્મીને મેળવવી ૨

### જ્વરાતિસાર ગ્રહણી અર્શ રોગ ચિકિત્સા.

તાવમાં કરીયાતુ, ઝાડામાં સુંઠ, ગ્રહણી રોગમાં છાસ અને હરસમાં વિજ્યા ( હરડે )થી વધુ ગુણકારક કોઇ ઔષધ નથી ૩.

### અજીર્ણ, વિષુચિકા, અલસક, વિલંબીકાની ચિકિત્સા.

અજીર્ણ રોગમાં હરડે, વિષુચિકા ( કોલેરા )માં લીંબુનો

રસ, અલકસમાં લસણ, વિલંબિકા ( વિલંબથી ઝાડો થવો ) તેમાં કાંજી કે છાસ ઉત્તમ ઔષધ છે. ૪

## કૃમિ, પાંડુ, કમળો એ રોગોની ચિકિત્સા

સર્વ પ્રકારના કૃમિ રોગમાં વાવડીંગ, પાંડુ રોગમાં લોહ ભસ્મ, અને કમળામાં ગૌમૂત્ર, ત્રિફળાનો ઉકાળો, અને મુળાનું શાક આપવું ઉત્તમ છે. ૫

## હલીમક, રક્તપિત્ત, કાસ શ્વાસ ચિકિત્સા

હલીમકમાં ( પાંડુ રોગનો ભેદ છે) ઘણા દસ્ત થાય તેવું વિરેચન આપવું, રક્તપિત્તમાં અરડુસીનો રસ, સર્વ પ્રકારની ખાંસીમાં ભોંયરીંગણીના રસ કે કવાથ અને શ્વાસ-દમમાં પ્રસિધ્ધ પ્રભાવવાળું ભારંગમૂળ આપવું ઉત્તમ છે. ૬

## હીક્કાં, હૃદરોગ, ઉરૂક્ષતની ચિકિત્સા

હેડકી રોકવા માટે સ્રીના દુધનું નસ્ય આપવું અથવા રોગનું જોર વધારે હોય તો જુલાબ આપવો. હાર્ટડીસીઝ ( છાતીના રોગ )માં અર્જુન વૃક્ષની છાલથી સિદ્ધ કરેલું ઘી અને ઉરૂઃક્ષતમાં માંસ ખાવું ઉત્તમ છે.

## યક્ષ્મા અને મૂર્છા ચિકિત્સા

યક્ષ્મા (ક્ષય ) રોગમાં બકરીનું દુધ, બકરીનું માંસ અને બકરીનું ઘી ખાવું અને બકરીઓના વાડામાં રહેવું યોગ્ય છે. અને મૂર્છામાં ઠંડુ પાણી આંખો ઉપર છાંટવું,

થંડી ચીજોનું અંજન, સુખટ વિગેરેનો લેપ કરવો અને સુંદર પુષ્પોનું પાણી છાંટવું. ૮

## ભ્રમ ચિકિત્સા

ભ્રમ રોગમાં દુધમાં ધમાસાને ઉકાળી તેમાં ઘી તથા સાકર મેળવી પાવું અથવા ગાયનું દુધ પાવું. ૯

## ઉલ્ટી અને તરસની ચિકિત્સા

ઉલ્ટીમાં—શંખાવલીનો સ્વરસ બે ટાંક લઈ તેમાં મરીનું ચુર્ણ મેળવી પાવું અને તરસ વધુ લાગતી હોય તો સુવર્ણ, લોહ કે રેતી ગરમ કરી પાણીમાં છમકારી તે પાણી પાવું જેથી તરત મટે છે. ૧૦

## દાહોન્માદ ચિકિત્સા

હજાર વાર ધોયેલા ઘીનો લેપ કરવાથી દાહ મટે છે. ઉન્માદ રોગમાં સુગંધી પુષ્પોનો ગુલકંદ ખાવો. અથવા ભુરા કોળાનો રસ અને સાકર ખાવી.

## મદ્યપાન, અફીણ, ભાંગ, ધંતુરાના ઝેરની ચિકિત્સા.

મદાત્યયમાં ઘી અને સાકર પાવી અને અફીણના ઝેરમાં વજ કે ખારોરસ પીવો અને ભાંગના નશામાં ખટાશ છાસ કે આંબલીનું પાણી પાવું. અને ધંતુરાના ઝેરમાં ગાયના દુધમાં સાકર મેળવી પાવી ૧૨

## સામાન્ય વિષ–ભમરી, વીંછી, માખીના ડંસની ચિકિત્સા.

સર્પનું વિષ ચઢે તો તરત ઉલટી કરાવી દેવી. અને ઝેરી કરડેલી જગાની ફેસ ખોલાવવી. ભમરી, વીંછી કે મધ-માખી કરડે તો સીંધાલુણ વાટી ઘીમાં મેળવી જરા ગરમ કરીને ડંખ ઉપર ચોપડવું. ૧૩

## વાઘ આદિના નખના વિષની ચિકિત્સા.

જ્યાં કરડયું હોય ત્યાં ખણવું, વાઘ આદિ હિંસક પશુઓ, બીલડી સિંહ આદિના દાંત અને નખ લાગી જાય તો ચિત્રકનો રસ અથવા કવાથ પીવાથી ઝેર મટે છે. ૧૪.

**હડકાયા કુતરાનું ઝેર**—અંકોલનાં પાન અથવા મૂળ પાણીમાં ઘસી તેમાં મરીનું ચુર્ણ મેળવી પાવાથી હડકાયા કુતરાનું ઝેર મટે છે અને તેના દાંત ઘસી ડંખેલા સ્થાને ચોપડવું, ૧૫.

## અપસ્માર ( વાઇ ) ચિકિત્સા

નગોડ, અને કુકડવેલનો રસ પાવો અને તેના રસનું નાકમાં ટીપાં પાડવાથી અપસ્માર મટે છે. અને સર્વ વાત રોગોમાં યોગરાજ ગુગળ, અને લસણ તલના તેલમાં કકડાવી આપવું અને ગરમ ચીજો ખાવી ઉત્તમ છે. ૧૬.

## કફ, પિત્ત, કુષ્ટાદિ રોગની ચિકિત્સા

બધા કફ રોગોમાં સુંઠ અને પિત્ત રોગોમાં જુલાબ

આપવો. અને કોઢ આદિ ત્વચાના રોગોમાં લીમડાનાં પંચાંગ મદ સાથે આપવાં અથવા મદ સાથે લીમડાનો અર્ક પાવો. ૧૭.

## શોથોદર ચિકિત્સા

સર્વ સોજામાં ગૌમૂત્ર સાથે કડુ આપવું અને ઉદર રોગોમાં ઉંટડીના દુધના અનુપાન સાથે કડુ આપવું. ૧૮.

**શૂળ ચિકિત્સા**—શૂળમાં એરંડાના મૂળના કવાથમાં ત્રિફળા ત્રિકટુ ( સુંઠ, મરી, પીંપર, ) સીંધાલુણ, કાચકાનાં બી, અને હીંગ એનું ચુર્ણ મેળવી પાવું. ૧૯.

**મૂત્રકચ્છ ચિકિત્સા**—ડાભનું મૂળ, ત્રિફળા, તૃણમૂળ, અને વરણાની છાલનો ઉકાળો સાકર સાથે પાવો. મૂત્રકચ્છ અને મૂત્રાઘાતાદિમાં ઉત્તમ છે. ૨૦

**પ્રમેહ ચિકિત્સા**—ગળોનો સ્વરસ મદ મેળવી પાવો અથવા બકાન લીમડાના ફળની મીંજો અને ત્રિફળાને મદ સાથે ચાટવું. ૨૧.

**ગંડમાલાની ચિકિત્સા**—ભીલામાં હીરાકસી અને ચિત્રકમૂળને આકડાના મૂળમાં લેપ કરવાથી અને કાંચનારની છાલના ઉકાળામાં ગુગળ મેળવી પીવાથી ગંડમાલા મટી જાય છે. ૨૨

**વિસ્ફોટક ભગંદરની ચિકિત્સા**—પુત્ર જીવાનાં બીની મીંજોને પાણીમાં લેપ કરવો. અને ગુગળની સાથે ત્રિફળાનો કવાથ પીવાથી ભગંદરનાં વ્રણ મટી જાય છે. ૨૩

**અપાદિકા ( પગે વઢ ફાટે તે ) વ્રણ ચિકિત્સા**—મીંણ, સીંધવ, ગુગળ. અથવા રાળને ઘીમાં પકવી લગાવવાથી વિપાદિકા મટે છે અને વધુ મદ મેળવી વ્રણ ઉપર લેપ કરવો અથવા વ્રણને ભરી દેવું તો જલ્દી વ્રણ મટી જાય છે. ૨૪

**સ્વર્ણાદિવટી–શક્તિવર્ધક**—ધંતુરાનાં બી, આકડાનાં ફુલ, અફીણ, જાયફળ ને વાટી ભાંગનું ઘી, પારો અને ભુનાગ ( અળસીયા ) નું સત્વ એ સર્વ સાથે ખલમાં આખો દિવસ ઘુંટી પાનના રસમાં ઘુંટી ગોળી બાંધી લેવી. આ ગોળી પુરૂષે દુધની સાથે સ્ત્રીસંગ સમયે સેવવાથી શકિત આપે છે. ૨૫ થી ૨૭

**ઉપદંશ ચિકિત્સા**—અજમો અને અજમોદ, ખુરાસાની અજમો, ત્રિફળા, પારો, ગંધક, ઇલાયચી અને જુનો ગોળ એક દિવસ ઘુંટી ગોળીઓ બનાવવી તેને માખણ લપેટી ગળી જવી અને ઉપર પાણી પીવું રૂક્ષ અન્ન ખાવું. મીઠું ન ખાયતો ફીરંગ રોગ જલ્દી મટે છે. ૨૮

**ધુણી લેવી**—ચાંદી પડી હોય તો પારો, મનશીલ, મોરથુથુ, ભાંગ અને મીંઢળને બરાબર લઇ વાટી પાન સાથે બોરડીનાં લાકડાંના કોલસામાં નાંખી તેની રોજ ધુણી લેતો ઉપદંશ મટે. ૨૯

મોરથુથુ અને કડુના ચુર્ણને લીંબુના રસમાં આખો

 ૧૫૨૭૯

દિવસ ઘુંટી અડધ બરાબર ગોળીઓ બનાવવી એ ખાવાથી ફીરંગ રોગ મટે છે. ૩૦

રસ કપુર, ઇલાયચી, મરી, જાવંત્રી અને લવીંગ સરખે ભાગે લઈ નાગરવેલના પાનના રસમાં ઘુંટી ગોળીઓ બનાવી લેવી. ૩૧ બોર બરાબર ગોળીયો માખણમાં લપેટી ખાઇ લેવી. પથ્ય દુધ ભાતજ ખાવાં, બીજું કાંઈ ખાવું નહીં, તો ઉપદંશ મટે છે. ૩૨

અફીણ, સણનાં પાન, હીંગળો, આકડાનું મૂળ, ચીત્રક મૂળની છાલ સરખે ભાગે લઇ નાગરવેલના પાનના રસમાં ઘુંટી ગોળીયો વાળવી અને તેની બીડી કરીને પીવી તેથી ઉપદંશ મટે છે. ૩૩

## શિરોરોગ—નેત્રરોગ ચિકિત્સા

**માથું દુઃખતું હોય**—ને માથામાં પીડા થતી હોય તો ઘી ખાઇ લેવું. અથવા ઘી સુંઘવું ઉત્તમ છે.

**નેત્રરોગ**—માં ઘી, ત્રિફળા ચુર્ણ અને મધ સાથે રાત્રે ખાવાથી નેત્રરોગોમાં હિતકર છે. ૩૪

**કર્ણરોગ ચિકિત્સા**—આકડાના પાકાં પીળાં પાનને ઘી ચોપડી દેવતામાં તપાવી તેનો રસ કાઢી કાનમાં નીચોવાથી કાનની પીડા મટે છે. ૩૫

**નાકના રોગની ચિકિત્સા**—લીમડાની લીંબોળીના

તેલનો નાસ લઇ નાકમાં પહોંચાડવાથી કે સુંઘવાથી સળેખમ આદિ નાકના રોગો મટે છે. ૩૬

**મુખરોગ ચિકિત્સા**—સર્વ મુખરોગોમાં પાનમાં સોપારી, લવીંગ ઇલાયચી નાંખી પાન બનાવી તે પાન ખાવાથી લાભ થાય છે અને સીંધાલુણ વાળી આદાની ચીરીઓ ખાવાથી ગળું બેસી ગયું હોય કે ગળાની પીડા થઈ હોય તો તે મટે છે.

**હૃદયરોગ ( ઉરૂરોગ ) ચિકિત્સા**—હૃદયરોગમાં અર્જુન વૃક્ષની છાલથી બનાવેલું ઘી પીવું.

**વિધારી ( બાહુરોગ )** માં—બળદાણા સાકર સાથે વાટી ખાવાથી હાથના રોગ-હાથ રહી જવો એ મટે છે.

**જઠર અને ઉદરરોગ**—હરડેનું ચુર્ણ હીંગ અને સીંધાલુણ સાથે આપવું જેથી ઉદરરોગ તથા કુખના રોગ મટેછે.

**ટીંચણ રહી જવો ( જાનવો-જાનુરોગ)**—એરંડાના મૂળનો કવાથ અને એરંડીયું ( દીવેલ ) પીવું એ સર્વ જાનુરોગમાં ઉત્તમ છે. ૩૯

**પાદરોગ અને વાત રકતની ચિકિત્સા**—પગમાં વ્યા ફાટવા કે વાત રકત હોય તો ફસ ખોલાવી, લોહી કાઢવવું, અને દીવેલ સાથે ગળોનો ઉકાળો પીવો ઉત્તમ છે.

**પ્રદરરોગ ચિકિત્સા**—દારૂહળદર, કરીયાતું, ભીલામા, તલ, મોથ રસવંતી, અરડુસી સર્વ સરખે ભાગે લઇ તેનો કવાથ આપવાથી સ્રીરોગ-પ્રદર મટેછે. 'સુંદરીસાથી' પાવાથી સ્રીઓનાં શ્વેત અને રકત પ્રદર મટે છે

**સ્ત્રીરોગ**–ભોંય આંબલીના રસ સાકર અને આમળાં સાથે આપવાથી સ્ત્રીરોગ મટે છે. ૪૧

**બાળરોગ**–કાકડાશીંગી, પીંપર, અતીવિષની કળી, મોથ એ સર્વનું ચુર્ણ મધમાં ચાટવાથી બાળકોની ખાંસી, દમ, ઉલ્ટી અને તાવ મટે છે.

**સ્ત્રીને ગર્ભ રહે**–નાગકેસર પાવલીભાર ઘી ॥ ભાર સાથે ચાટવાથી સ્ત્રીઓને ગર્ભ રહે છે. ૪૨

**સુખ પ્રસવ થાય**–જલ્દીથી બાળકનો પ્રસવ થવા માટે ગર્ભવંતી સ્ત્રીને જુના ગોળમાં ઘોડાના પગે જે પાંખ સરખું ચાઠું થાય છે તે ઉખાડી તે પીવાથી સ્ત્રીને જલ્દી પ્રસવ થાય છે. ૪૩

**સામાન્ય વાત ચિકિત્સા**–અજમો, ચિત્રકમૂળ, ત્રીકટુ, હીંગ, સંચળ, સીંધવ, સરખે ભાગે લઈ તેમાં છઠ્ઠે ભાગે લસણની લુગદી બનાવી તેલમાં મેળવી ખાવાથી વાતરોગ મટે છે. ૪૪

**સન્નિપાત જન્યરોગ ચિકિત્સા**–રાસ્ના, સુંઠ, મોથ, કડાછાલ, કચુરો, કડુ, ગળો, અને પિત્તપાપડો, લીમડાની છાલ. દેવદાર, નાગકેસર, પીંપર, કરીયાતુ, અરડુસી, ઇંદ્રજવ, પટોલના પાન, અને જવાસાના કવાથમાં મધ મેળવી પાવાથી સન્નિપાતના રોગ મટે છે. ૪૫

**પિત્તજન્યાદિ રોગમાં હીમ**–અલાબુ ભુરૂ કોળુ,

કાકડી, અને કમળ એના બીની મીંજો, લોધર, કપુર, સ્થળ કમળનાં ફુલ, અથવા ગુલાબ (૪૬) વડની કુપળો, મલયાગીરી સુખડ, ઇલાયચી, મોતી વાંસકપુર, પ્રવાળ, વાળો, ગોરોચન, યવન દેશનાં સીંગોડા [૪૭] ચણુકબાલા, કેસર, બોરનાં બી, કાંસનાં મૂળ, ધાણા દાડમના દાણા, અને ખડબુચા આદિનાં બી [ ૪૮ ] બધાં સરખે ભાગે મેળવી પાણીમાં વાટી ટીકડીયો બનાવી તેને જેઠીમધના સત્વમાં લપેટી તે તોલાભાર લઇ આઠગણા પાણીમાં રાતે પલાળવાં સવારે તેમાં સાકર મેળવી પીવું, આ હીમથી ગરમીની પીડા દાહ મટે છે અને મદ સાથે પીવાથી પિત્તનો રોગ અને રક્તપિત્ત (૫૦) અને મનુષ્યોનાં પિત્ત પ્રધાન સર્વ રોગો મટી જાય છે અને સર્વ રોગોને માટે પુણ્યકાર્ય કરવું શિવપૂજા કરવી અને હરિનામ સ્મરણ કરવું યોગ્ય છે. ૫૧

ગર્ગવંશ રૂપી સમુદ્રમાં ચંદ્ર સમાન અને ગુરુજીના ચરણ કમળમાં ભૃંગરૂપ કાશીનાથ નામના વૈદ્યે બાલબોધોદય નામનું પુસ્તક બનાવ્યું એથી મહાત્મા પ્રસન્ન થાય છે. બાળકોને બોધ થાય છે, સરસ્વતી દેવી સંતુષ્ટ થાય છે અને જે કોઈ આ ભણશે અને શિષ્યોને ભણાવશે તે પણ પ્રસન્ન થશે. ૫૩. સંવત ૧૯૦૬ માં ચતુર્વેદી કુલોત્પન્ન કાશીનાથે ૫૧ શ્લોકોમાં આ ગ્રંથ રચ્યો છે.



# બાળકોના રોગ અને તેની ચિકિત્સા.

## *Disease of Children.*

**બાળકોને રોગ થવાનું કારણ**—બાળકો ત્રણ પ્રકારે ગણાય છે એક ધાવણ ઉપર રહેનારા, બીજો ધાવણ સાથે ખોરાક લેનાર, ત્રીજો ફક્ત ખોરાકજ ખાઇને રહેનારાં છે. ધાવણ અને અન્ન ખરાબ હોય તો બાળકોને રોગ થાય છે.

**વાયુથી** બગડેલું ધાવણ પીવામાં આવે તો અવાજ ધીરો નબળો થઈ જાય, અપાનવાયુથી કબ્જ થાય, મળમુત્ર રોકાય, શરીર સુકાય.

**પીતથી** ખરાબ થયેલું ધાવણ પીવામાં આવે તો બાળકને ઝાડા પાતળા થાય, પરસેવો થાય, કમળો થાય, શરીર તપી જાય, પિત્તરોગ થાય.

**કફથી** ખરાબ ધાવણ જો આપવામાં આવ્યું હોય તો બાળક ઊંઘ્યા કરે, મ્હોંમાંથી લાળ પડે, આંખો ધોળી કોડી જેવી થાય, ઉલ્ટી થાય, સોજા આવે તો કફરોગ જાણવો.

બોલતા ન હોય તેવા બાળકોના રોગ જાણવા.

બાળકને દુઃખ થતું હોય ત્યારે રડતી વખતે શરીરના કોઇ પણ ભાગ ઉપર હાથ નાંખીને રડે છે, જે જગ્યાએ હાથ નાંખીને રડે તો જાણવું કે તે જગ્યાએ તેને દુઃખ થાય છે

ત્યાં આગળ હાથ પણ મુકવા દેશે નહિ; માથામાં પીડા થતી હોય તો આંખો મીંચી રાખે છે અને રડે છે.

કોઠામાં રોગ હોય તો કબજીયાત, ઉલ્ટી, સ્તન કરડવાં, પેટમાં ગડબડાટ, પેટ તથા પીઠનું ઊંચાનીચી થવું, ભુખ તરસ જતી રહે છે, મુત્રનું પણ રોકાણ થાય છે.

**બાળકની** બસ્તીમાં ને ગુહ્ય ભાગમાં થતી પીડાઓ— મળમુત્રની કબજીયાત, વારંવાર ભયથી બીવું, ચારે તરફ જોવું.

**છાતીમાં પીડા**—જીભ હોઠ કરડતો હોય, શ્વાસ હોય, મુઠીઓ વાળી રાખે તે ઉપરથી જાણવું કે છાતીમાં પીડા થાય છે.

**કૃમી**—ગુદા વલુર્યા કરે, મુંઝાઇ રોયા કરે તો જાણવું કે કૃમીની પીડા છે. બાળકોના હાથ પગ વિગેરે અવયવો જોઈ તપાસી, વધારે ઓછું દરદ બાળકના રોવા ઉપરથી પણ જાણી લેવું.

**બાળકોને બાળગ્રહોની પીડા**—અનાચારોને લીધે જેની માતા કુવડ હોય તેને તેના બાળકોને બાળગ્રહો પીડા કરે છે માટે બાલગ્રહોની પીડાથી બાળકોનું રક્ષણ કરવુંજ જોઇએ. બાળગ્રહો નવ છે–સ્કંદ, સ્કંદાપસ્માર, શકુની, રેવતી, પુતના, અંધપુતના, શીતપુતના, મુખમંડિકા અને નૈગમેષ આ નવ બાલગ્રહો છે.

**બાળગ્રહ વળગ્યાનાં લક્ષણ**—બાળક ઘડીમાં રોવા

લાગે, ઘડીકમાં ઉદ્વેગ પામે, નખોથી દાંતોમાંથી લોહી કાઢીને વલુરે, માને મ્હોંપર મારે, ઉંચું જોયા કરે, બગાસાં ખાય, દાંત કચડાવે, વારંવાર ઉલટી કરે, ફીણુ આવે, શરીર દુબળું પડતું જાય, ઉંઘ વધુ ન આવે, સ્થિર જોયા કરે. શરીરમાં સોજા આવે, અવાજ બદલાઇ જાય, ઓછું ખાય, શ્વાસ ગંધ વાળો આવે, આંખો સુજી જાય.

## નવ બાળગ્રહોમાંથી કયો બળગડ છે તેની પરીક્ષા અને ચિકિત્સા.

**સ્કંદગ્રહ**—એક આંખમાં પાણી ભરાઇ આવે, અંગો ધ્રુજે, ઊંચું જોયા કરે, શરીરમાંથી ગંધ આવે, દાંત કચ-ડાવે, ધાવણ ધાવે નહિ, લોહીના જેવી ગંધ આવે, આંખો સુજેલી જણાય.

**ચિકિત્સા**—એરંડાના પાનનો કવાથ. સીંચવો અને દેવદાર, રાસ્ના, જીવનીયગણના કલ્કથી પકાવેલું ઘી દૂધમાં પાવું. તેમજ સર્ષવ સર્પની કાંચળી, વજ, ધોળી ચણોઠી, ઘી, ઉંટ તથા બકરીનાં રૂવાડાં અને ગાડરના રૂવાડાંની ધુમાડી દેવી. દેવકાર્તિકેયનું પૂજન કરવું, નવા જળની આહુતિ આપવી, નવી શાળ તથા નવા જળને પાણીમાં નાંખી ગાયત્રી મંત્ર ભણવો, આ પાણીથી સ્નાન કરાવવું.

**સ્કંદાપસ્માર**—બાળક બેભાન થઇ જાય, ફીણુની ઉલટી કરે, ભાન આવતાં રડે, શરીરમાંથી લોહી ને પરૂની

વાસ આવે, વાળને ખેંચે, અક્કડ થઈ જાય, એકચિત્તે જોયાજ કરે.

**ચિકિત્સા**—કાળી તથા ધોળી તુળસી, કાળી પાઠ, મરવો; ભારંગી, કલ્હારકમળ, ભૂસ્તૃણ, રાઇ, કાયફળ, કાસુંદરો, રામતુલસી, શલ્લકી, વાવડીંગ, નગોડ, કરેણ, ઉંબરો, ખપાટ, રાતી અંઘેડી આનો કવાથ કરીને આપવો. મુત્રાષ્ક (ગાય, બકરી, ગાડર, પાડો, ઘોડો, ઉંટ, ગધેડો અને હાથીના મુત્રને)થી શરીર ચોળવું. વડ વગેરે ક્ષીરી વૃક્ષોનો કવાથ પાવો વજ ને હિંગથી બાળકનું શરીર ચોળવું. ગીધ તથા ઘુવડની વિષ્ટા, વાળ, ઘી, હાથીનો નખ, બળદના રૂવાટાંની ધુમાડી આપવી. કાર્તિક સ્વામીની સ્તુતિ કરવી, મગભાતનું બલીદાન વડ નીચે મુકવું.

**શકુની**—શરીર સુકાઈ જાય, વારંવાર બીવે.શરીરમાં ગુમડાં થાય, જેમાંથી પરૂ નીકળે, દાહ થાય, પસીના જેવી ગંધ આવે, તાવ રહે, સાંધાઓમાં બળત્રા થાય, મુખ અને ગુદા પાકે. **ચિકિત્સા**—નેતર, આંબો, કોઠનો કવાથ આપવો; જેઠીમધ, કાળો વાળો, ઉપલસરી, કમળ, પદમક, લોધર, ઘઉંલા, મજીઠ અને સોનાગેરૂનો લેપ કરવો. શતાવરી, ઇંદ્રવરણુ, નાગદમણી, ભોંયરીંગણી, ધોળી રીંગણી. કાંસકી અને ઉભી રીંગણીનાં મુળ બાંધવાં; આ મુળ સ્કંદગ્રહના ઉપચારમાં પણ બાંધવા. શકુનિદેવીને પ્રસન્ન કરવી, તેમને કરંજના ઝાડ નીચે તલ, ચોખા, ફુલ, હરતાલ અને મનશીલનું બળીદાન કરવું. બાળકને સર્ષવના પકાવેલા તેલથી

શરીર ઉપર ચોપડવું. બળીદાન પાસે બાળકને સ્નાન કરાવવું.

**રેવતિ**—બાળકનું શરીર વ્રણ અને ફોલ્લાથી છવાય છે તેમાંથી લોહી વહે છે, કાદવ જેવી ગંધ આવે છે,ઝાડા પાતળા થાય, શરીર બળે છે, મ્હોં લાલ થાય છે, નાક તથા કાન મસળે છે.

**ચિકિત્સા**—આસન, મરડાશીંગ, સાટોડી, ગુલાબ, ઉપલસરી, વિદારીકંદના કવાથનું સેવન કરાવવું. કંઠમાળ, ગુગળ, પીળો વાળો, લામજક અને પીળા કદમના કલ્કથી તેલ પકાવીને ચોળવું. ધાવડો, સાગ, ઇંદ્રિજવ, શલ્લકી, ટીંબરવો અને કોકલ્યાદિ ગણ એ સર્વથી પકાવેલું ઘી પાવું. કળથી, શંખચુર્ણ અને આસનનો લેપ કરવો. શ્યામવર્ણની રેવતી દેવીને પ્રસન્ન કરવાં, ચોખાની ધાણી, દૂધ, રાતા ચોખાનો ભાત દહી, સુગંધવાળુ ફુલ, ગાયોના વાડામાં સાવધાનપણે બળીદાન આપવું. બે નદીના સંગમ અથવા નદી ને સમુદ્રના સંગમ આગળ બાળકને અને તેની માતા ને સ્નાન કરાવવું.

**પુતના**—તરસ લાગે, ઝાડા થાય, તાવ આવે, વાંકી નજરથી જુવે, ઉંઘ આવે નહિ, બાળક આકુળવ્યાકુળ થાય, કાગડા જેવી ગંધ આવે, ઉલટી થાય, મુત્ર રોકાય, કંપારો હેડકી અને આફરો હોય.

ચિકિત્સા—બ્રાહ્મી, અરલુ, વરણો, લીમડો, ને ગરણીના કવાથથી બાળકને નવરાવવું. વિદારીકંદ, ધોળી ધરો; હરતાલ,

મનશીલ, કઠ અને રાળના કલ્કથી પકાવેલું તેલ ચોપડવું. વાંસકપુર અને જેઠીમધના કલ્કથી પકાવેલું ઘી પણ ગુણકારી છે. રક્ષણ માટે પુતનાદેવીનું પૂજન કરવું. માંછલાં, ભાત, તલની ખીચડી અને માંસ કોડીયાના સંપુટમાં મુકી ઉજ્જડ ઘરમાં મુકવું. કઠ, તાલીસપત્ર, ખેર, સુખડ, અરલુ, દેવદાર, વજ, હીંગ, કઠ, પહાડી કદમ, એલચીનો ધુપ કરવો.

**અંધપુતના**—બાળકને ઉલટી થાય, તાવ, તરસ, સાથે એના શરીરમાંથી ચરબી જેવી ગંધ આવે, બહુ રડયા કરે, શરીરનો વર્ણ બદલાઈ જાય, ધ્રુજતા સ્વરે રડનારો, ઉંધોજ સુઇ રહે, વલુરા ભરે, શુળ થાય.

ચિકિત્સા—લીમડો, પરવળ, ભોયરીંગણી, ગળો અને અરડુસો આ પંચતિક્તગણના કવાથ કરી ઘરમાં નવરાવવો. પીપર, પીપરીમુળ, ચિત્રક, જેઠીમધ, મધ, સમેરવો, ઉભી રીંગણી ને બેઠી રીંગણીના કલ્કથી પકાવેલું ઘી બાળકને પાવું. કેશર, અગર, કપુર. કસ્તુરી અને સુખડનો શરીરે લેપ કરવો. આંખો ઉપર પણ સુખડ ને કપુર બેનોજ લેપ કરવો. અંધપુતનાની શાંતિ માટે કુકડાની હઘાર, વાળ, સાપની કાંચળી અને જુનું લુગડું એની ધુમાડી કરવી.

**શીતપુતના**—ઉદરસ, ઠાંસો, આંખો દુખવી, ઉલટી ને ઝાડા થાય, શરીરમાંથી ગંધ આવે, ચીસો પાડે, બ્હીને ઝબકે, પેટમાં અવાજ થાય, પાંસળી ઠંડી ને ગરમ જણાય.

ચિકિત્સા—ગોમુત્ર, ઘોડાનું મુત્ર, મોથ, દેવદાર, કઠ, કેશર, અગર કસ્તુરી, કપુર અને સુખડથી પકાવેલ તેલનો અભ્યંગ કરવો. કડુ, લીમડો, ખરે, ખાખરો અને કઠાછાલનો કવાથ દૂધ સાથે પકાવેલ ઘી બાળકને આપવું. જળાશયમાં રહેનારી શીતપુતના મગ ને ચોખા નદીમાં મુકીને આવવા તેથી તૃપ્ત થાય છે, ગીધ, ઘુવડની ચરકો, તલવણી. સર્પની કાંચળી, લીમડાનાં પાન. એ સર્વની ધુમાડી આપવી. ધોળી તથા રાતી ચણોઠી અને ખપાટ પાસે રાખવાં.

મુખમંડિકા—મોઢું ચળકતું દેખાય, કાંતિ સુંદર દેખાય, શરીર ઉપર નસો તરી આવે, અંગમાંથી ગોમુત્ર જેવી વાસ આવે, ઘણું ખાવા ઉપર રૂચી થાય, હાથ, પગ, તથા મ્હોંમાંથી લોહી નિકળે ચિકિત્સા-કોઠ, બીલી, અરણી, અરડુસી, સફેદ એરંડો અને કાંકચના કવાથથી નવરાવવો. જળ ભાંગરાના સ્વરસમાં આસનના કલ્કથી ચરબી સાથે તેલ પકાવી તે ચોળવું. શાંતિ માટે ગાયોના વાડામાં રહેનારી મુખમંડીકાનું પુજન કરવું. ગુલાલ, હિંગળોક, ફુલ, સેંધ પારો, મનશીલ આ સર્વને ગાયના વાડામાં મુકી આવવું, ને દુધ તથા પુરોડાસનું બળીદાન દેવું પછી 'अलंकृता कामवती सुभगा कामरूपिणी गोष्ट मध्यालया यातु पातुत्वां मुखमंडिका' એ મંત્ર બોલી ત્યાંજ મંત્રી તે પાણીથી નવરાવવું.

નેગમેથ—ગળુને મુખ સુકુ થાય, મુર્છા આવે, તેથી

અંગમાં ચરબી—લોહી જેવી બાસ મારે ઉંચુ જોઇ દાંત કકડાવે, વચમાં નમી જાય, હસે પણ ખરૂં, ચિકિત્સા—બીલી, અરણી અને પુતિકરંજના કવાથથી બાળકને સેચન કરવું. ઘંઉલો સરલ દેવદાર, ઉપલસરી, સુવા, ભોંય આમલીની છાલ અથવા અરતુ દધિનો મંડ, ખાટી કાંજી, ગોમુત્રથી પકાયેલ તેલ ચોળવું. વજ આમલી અથવા ગળો, જટાંમસી, ધોળી વજ પાસે રાખવાં. નૈગમેથ દેવની શાંતિ માટે બાળકનું હિત ઇચ્છનારાએ રાત્રે બધા સુઇ જાય ત્યારે વાંદરાની વિષ્ટા ઘુવડ તથા ગીધની ચરબીની ધુમાડી દેવી. પીપરના થડમાં તલ, ચોખા, ફુલ અને જુદા જુદા લાડુ અને વસ્રોનું બલીદાન બાળકના માથા ઉપર સાત વાર ઉતારી આપવું. છીરવાળા વૃક્ષની નીચે બાળકને નવરાવવો.

સામાન્ય સઘળા વળગાડનો ઉપાય—જંગલી અડદ, ગોરખમુંડી (બોરીચો કલ્હાર) અને વાળો એનો કવાથ કરી બાળકને નવરાવવો અને સપ્તપર્ણ ઉપલેટ, હળદર, સુખડ એનો લેપ કરવો, જેથી બાળ ગ્રહોનો વળગાડ મટે છે. સાપની કાંચળી, લસણ, પીલુડી ઘી, લીમડાના પાન, બીલાડીની વિષ્ટા બકરીના વાળ ઘેટાનું શીગડું (અથવા પરડાશીંગ) વજ અને મધ એનો ધુપ કરવો એથી સઘળા વળગાડનો રોગ મટે છે. ગ્રહોમાં શ્રેષ્ઠ સ્કન્દ અને રેવતી ગ્રહની પુજા કરવી જોઈએ.

स्वस्ति ते षण्मुखः स्कन्दो महाभाग च रेवती।
दिशः सुर्योन्तरिक्षं च स्वस्ति कुर्वन्तु सर्वदा ॥
तेजसा ब्राह्मणश्चाथ विष्णोरिन्द्रस्य तेजसा।
सिद्धानां तेजसा चैव रक्षितोऽसि सुखी भव ॥

ઉપરના મંત્રને પાઠ કરી બાળકની રક્ષા કરવી. આમ કરવાથી બાળકને ગ્રહની પીડાઓ દુર થાય છે અને રોગરહિત થાય છે.

**રોગોના નામો.**—રોગ જેમ મોટાને થાય છે તેમ નાનાઓને પણ થાય છે એમ બાળકને સમજવું.

**તાલુકંટક**—નામનો રોગ થાય છે, તેમાં તાળવાના માંસમાં કોપાયમાન થાય ત્યારે થાયે છે. આ રોગથી તાળવું બેસી જાય છે, ( જેને ગળુ પડયું કહે છે ) આથી બાળકને ધાવણ ગમતું નથી, ઝાડો પાતળો થાય છે તરસ લાગે છે, આંખોમાં ગળામાં પીડા થાય છે, મ્હોંમાં પીડા થાય છે. ડોકી સીધી ધારણ રહેતી નથી ઓકયા કરે છે.

**મહાપદ્મ**—માથામાં થયેલો વિસર્વ લમણાઓમાં થઇ હૃદયમાં જાય છે. અને હૃદયમાંથી ગુદામાં જાય છે તેઃ મુત્રાશયમાં થયેલા વિસર્પ ગુદામાં જાય છે અને ગુદામાંથી હૃદયમાં જાય છે અને હૃદયમાંથી માથામાં જાય છે ( આને રતવા કહે છે ) બાળકને માથામાં તથા મુત્રાશયમાં ત્રણે દોષના કોપથી પ્રાણ નાશ કરે એવા લાલ વર્ણવાળા ચખાળી થાય છે.

**તુડીનું લક્ષણ**--બાળકની ડુંટી વાયુથી ફુલી જાય છે તેથી પીડાયુકત થાય છે. તેને હુડીપાક કહે છે.

**ગુદપાક**--પીતના લીધે બાળકને ગુદા-બેસણી પાકે છે તેને ગુદપાક કહેં છે.

**કુકુણક**--દોષની અછતને લીધે બાળકોને પાપણોમાં આ રોગ થાય છે, આંખોમાં પીડા થાય, ચળ આવે, પાણી નીતરે તે કારણથી બાળક પોતાના હાથથી કપાળ, નાથુ, તથા આંખો ચોળ્યા કરે છે, સુર્યનું તેજ તેનાથી જોવાતું નથી ને નેત્રો બંધ રાખ્યા કરે છે.

**અહિપુતના**--બાળકની ગુદા મળમુત્રથી ખરડાએલી બરોબર નહિ ધોવાયેલી વધુ વખત ધોયા વગર રાખ્યાથી બાળકને પરસેવો વળે છતાં પણ નવરાવે નહિ. રૂધિર અને કફના પ્રકોપથી થાય છે, ત્યાં વલુરને ઉત્પન્ન કરી ફોલ્લા ઉઠાવી પરૂ ઝરવા માંડે છે. આમ થવાથી ભયંકર ચાંદી ગુમડુ થાય છે અને અહિપુતના રોગ કરે છે.

**પરિગર્ભિક**--બાળક ગર્ભવંતી સ્ત્રીનું ધાવણ ધાવે તો અથવા ન ધાવે તો પણ ઉધરસ, અગ્નિની મંદતા, ઉલટી, ઘેન, કૃશતા, અરૂચિ, ભ્રમ, અને કોઠાની વૃદ્ધિ થાય છે આને પરિગર્ભિક અથવા પરિભવ કહેવામાં આવે છે, આમાં અગ્નિદિપનનો ઉપાય કરવો.

**અજગલ્લીકા**--શરીરના રંગ જેવી સ્નિગ્ધ, ગુંથા-

ચેલી હોય એવી પીડા વગરની અને મગ જેવડી ફોલ્લીઓ શરીરમાં કફ તથા વાયુના પ્રકોપથી થાય તેને અજગલ્લિલકા રોગ કહે છે.

**દંતોદભેદક રોગ**--બાળકને જો દાંત આવવાનો સમય સઘળા રોગોના કારણરૂપ કહેવાય છે. અને ઘણું કરીને રાક્ષસી દાંત આવવાનો હોય ત્યારે ઘણા ભાગે, તાવ, પાતળા ઝાડા, ઉધરસ, ફિલ્ટી, માથાની પીડા, ભરાઇ આવે, પાંપણનો રોગ અને વિસર્પ થાય છે.

## રોગના ઉપાયો.

મોટાને તાવ વિગેરે રોગોમાં ઔષધો પ્રથમ કહેલાં છે તે કરવા પરંતુ ડામ, ક્ષાર કિંવા વમન, વિરેચન કેલોટી કાઢાવવું નહિ મહા ભયંકર પિડા જણાતિ હોય તો અને મરણનું સંકટ જણાતું હોય તોજ બાળકને વમન વિરેચન અને બસ્તિ આપવાં એમ સુશ્રુતે કહેલું છે દવા આપવાની રીત વિશ્વામિત્રે કહ્યું છે કે "બાળકને જન્મ્યા પછી એક માસ સુધી વાવડીંગ જેટલું ઔષધ આપવું અને પછી મહિને મહિને એજ પ્રમાણે એક એક વધારતા જવું. બીજા ગ્રંથોમાં બાળકોને પહેલે મહિને રતિ ભાર ઔષધ મધ, ધાવણ, સાકર કે ઘી થી અવલેહ કરીને આપવું. પહેલું વર્ષ પુરૂ થતાં સુધીમાં મહિને મહિને એક એક રતિ વધારતા જવું. એક વર્ષથી સોળ

વર્ષ સુધી દરેક વર્ષે પાંચ પાંચ રતીભાર વધારતા જવું સોળમા વર્ષ પછીથી તે સિ-તેરમા વર્ષ સુધી માત્રા સ્થિર થાય છે. સીત્તેર વર્ષ પછી માત્ર બાળકની પેઠે ધીરે ધીરે માત્રા ઓછી કરવી. રતીભાર માત્રા કહી હોય તે ચુર્ણ કલ્ક કે અવલેહની સમજવી. કવાથની માત્રા એનાથી ચાર ઘણી આપવી. બાળક ફકત ધાવણ ઉપર રહેતો હોય તો ઔષધ ઘી કે દુધની સાથે આપવું તેનો માતાને ઔષધ આપવું હોય તો દુધ કે ઘી સાથે નહિ આપતાં જેમ કહેલું હોય તેમ આપવું જે બાળક ધાવે છે તથા અન્ન પાણી ખાય છે તેને પણ ઔષધ તો દુધ કે ઘીની સથે આપવું. "જે જે રોગને માટે જે જે ઔષધ આપવાની હોય તે ઔષધનો કલ્ક કરી બાળકની માતાના સ્તન ઉપર લેપ કરીને બાળકને ધવરાવવો." જેથી બાળકના પેટમાં દવા જાય અને રોગ મટે છે. આમ સુશ્રુતમાં કહેલું છે.

**બાળકને તાવ**—આવતો હોય તો સઘળા પદાર્થો બંધ કરવા પણ ધાવણ બંધ ન કરાવવું. લંઘન કરાવવું હોય તો તેની માતાને હલકું ભોજન ખાવા કહેવું તેજ બાળકનું લંઘન છે, ભદ્રમુસ્તાદિ કવાથ આપવો. ભદ્રમોથ હરડે, લીમડો, કડવાં પરવળ, અને જેઠીમધ એ સરખે ભાગે લઇ આખો પાળા ખાંડીને કવાથ કરી હસેકો બાળકોને પાવાથી દરેક જાતના તાવનો નાશ કરે છે

**તાવને ઝાડો**-હોય તો ચુતુર્ભદ્રકાનું ચુર્ણ ચટા-

ડવું. મોથ, પીંપર અતિવિષ અને કાકડાશીંગ સરખે ભાગે લઇ ઝીણું ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરવું આ ચુર્ણ મદમાં કાલવીને ચટાડવું જેથી ઉધરસ, શ્વાસ, હાંફવું, ઉલ્ટી અને તાવ અને ઝાડા મટે છે.

**ઝાડા**—થયા હોય તો બીલું, ધાવડીનાં ફુલ, વાળો, લોદર, ગજ, પીપર એનું ચુર્ણ કરીને મદ સાથે મેળવી ચટાડવું. (ક્વાથ કરીને પીવરાવી શકાય)

**ભયંકર અતિસાર**—થયો હોય તો સમંગાદિ ક્વાથ મધ નાંખીને પાવા, આ ક્વાથ બનાવવા રીસાયણીનાં મૂળ, લોદર, ધાવડીનાં ફુલ અને ઉપલરીનો ક્વાથ કરી ઠંડો થયા પછી ઉપયોગમાં લેવો આ ક્વાથ ન રોકાય તેવા બાળકોને ઝાડા થયા હોય તો તે પણ મટે છે.

અતિસારમાં—વીડંગાદિ ચુર્ણ આપવું. આમાં વાવડીંગ, બોડી અજમોદ અને પીપર સર્વનું ચુર્ણ કરી સ્હેજ ગરમ પાણીમાં પાઈ દેવું આથી જગાસપણ મટે છે.

**રક્તાતિસાર**—થયો હોય તો મોચરસ, રીસાયણીનાં મૂળ અને કમળના કેસર એ સર્વને સવા તોલા ભાર લઇ તેમાં ચોખાની કણકી સવા તોલો ભાર નાંખવી તેમાં અગીઆર તોલા પાણી નાંખી તેની યવાગુ બનાવી બાળકને પાવી જેથી ઝાડામાં લોહી પડતું હશે તે બંધ થઇ જશે, સુંઠ અતિવિષની કળી, મોથ, વાળો, અને ઈંદ્ર જવ એ

સર્વનો કવાથ કરી સવારે પીવરાવવાથી બાળકોના સર્વ પ્રકારના અતિસારો મટે છે.

**મરડો**—હોય તો લાજાદિચુર્ણ આપવું. આ ચુર્ણ ચોખાની ધાણી, જેઠીમદ, સાકર સરખે ભાગે કરવામાં આવે છે તેને મધ અને ચોખાના ધાવણમાં આપવામાં આવે છે.

**સંગ્રહણી**—હોય તો દારૂ હળદર, દેવદાર, ઉઝીરીંગણી ગજપીપર, ગધીસમેરવો. અને સવા એઓનું ચુર્ણ મધ તથા કાલવી ચટાડે તો મટી જાય છે. આ ચુર્ણને રજન્યાદિ ચુર્ણ કહેવામાં આવે છે. આ ચુર્ણથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે.

**ઉધરસ**—મોથ, અતિવિષ, અરડુસો પીપર અને કાકડાસીંગ એઓનો સ્વરસ કરી તેમાં મધ નાંખી ચટાડે તો સર્વ પ્રકારની ઉધરસ મટે છે. આને મુસ્તાદિ સ્વરસ કહેવાય છે. બીજો ઉપાય ભોયરીગણીના ફુલોના કેસરાઓને મદમાં હલાવી ચટાડે તો બાળકને લાંબો વખત ઉધરસ મટી જાય છે. સુંઠ, મરી, પીંપર. સીંધાલુણ અને ગોળનો કવાથ કરી સ્હેજ ગરમ રાખી બાળકને પાય તો ખાંસી મટે છે. હીંગ ફુલાવેલ કાકડાશીગ, ગેરૂ, જેઠીમધ, સુંઠ અને નાગર મોથનું ચુર્ણ મધ સાથે આપવાથી ખાંસીથી પીડાતા બાળકોને શાંતિ થાય છે.

**શ્વાસ અને ઉદરસ**—બંને સાથે હોય તો ધાણા

અને સાકર બંન્ને ચોખાના ધોવણ સાથે આપવા. બીજો ઉપાય, કાથી, દ્રાક્ષ, અરડુસો, હરડે અને પીપર એનું ચુર્ણ કરી મદમાં ચટાડે તો ઉરદસ તથા તમક શ્વાસ મટે છે આને દ્રાક્ષાદિ ચુર્ણ કહેવાય છે.

**હેડકી તથા દુધની થતી** ઉલ્ટી—હોય તો કુદુક-રોણી અવલેહ આપવો આ અવલેહ બનાવવા માટે કડુનું ચુર્ણ મધમાં મેળવી ચટાડવું તેથી લાંબા વખતની હેડકી મટે છે. બીજો અવલેહ આંબાની ગોટલી ચોખાની ધાણી, સીધવનું ચુર્ણ મદમાં ચટાડવાથી બાળકની દૂધની ઉલ્ટી મટી જાય છે. તેમજ ઉભી ભોરીંગણીનાં ફળનો રસ, બેઠી ભોંયરીંગણીના ફળનો રસ, પીપર, પીપરીમુળ, ચવક, ચિત્રક, અને સુંઠને મેળવીને ચટાડવાથી પણ દુધની થતી ઉલ્ટી મટે છે.

**આફરો**—બાળકને પેટનો આફરો ચડયો હોય સિન્ધ-વાદિ અવલેહ નીચે પ્રમાણે બનાવીને ચટાડે તો મટે છે. સિંધવ, સુંઠ એલચી, હીંગ અને ભારંગી એઓનું ચુર્ણ કરી ઘી અથવા પાણીની સાથે મેળવી ચટાડે તો આફરો અને વાયુ સંબંધી શુળ મટી જાય છે.

**પેસાબ બંધ થયો હોય તો**—પીપર, સુંઠ, જીણી એલચી, સાકર, સીધવ એને મધમાં ચટાડવું જેથી પેસાબ ચુહે છે. આને સિતાદિ અવલેહ કહે છે. ગોમુત્રને દૂધને

દિવેલ પાવું. પોષના દોડાનો વરાળનો શેક પેઢા ઉપર કરવો.

**લાળ ગળતી હોય તો** ઉપલસરી, તલ લોદ્દર અને જેઠીમદ એનો કવાથ કરી રોજ મ્હોં સાફ કરે તો લાળ ગરતી બંધ થાય છે.

**બાળક દુબળુ દેખાય**—ઘણા બાળકો ખોરાક ખાઇ શકે છે છતાં દુબળુજ રહ્યા કરે છે તેના માટે વિદારીકંદ. ઘઉં, અને જવનું ચુર્ણ ઘીમાં ચટાડવું અને તે ઉપર મદ અને સાકર નાંખેલું કઢાવેલું દુધ આપવું જેથી શરીર પુષ્ટ થશે, ઉમરડાનું ચુર્ણ, ઉપલેટને વજનું ચુર્ણ મધમાં આપવું.

**સોજા ઉપર ઉપાય**—મોથ, કોળાનાં બીજ, તેલીયો દેવદાર અને ઇંદ્રજવને પાણીમાં વાટી લેપ કરવાથી બાળકોને સોજો મટી જાય છે. સાટોડીનો લેપ કરવો.

**રતવા વિસફોટક**—કડવાં પરવળ, ત્રીફળાં, લીમડો અને હળદરનો કવાથ પાવાથી રતવા અને વિસ્ફોટક મટે છે તાવ હોય તો તે પણ મટે છે ધોળી ચણોઠીના પાન વાટી લેપ કરવો ગુલાબનું મૂળને ગોળી ચંદનનો લેપ કરવો.

**કોઢનો ઉપાય**—ધુમાડાની મેંસ, હળદર, કઠ, રાઈ અને ઇંદ્રજવને છાશમાં વાટી લેપ કરવાથી બાળકના ખસ, અને કોઢ મટે છે.

**મ્હોમાં ચાંદી પડી હોય તો**—પીપરની છાલ અને પીપરનાં પાંદડાં લઈ વાટી મધમાં કાલવી મ્હોંમાં ચોપડે તો મ્હોં આવેલું મટે છે.

**ડુંટીનો સોજો**--માટીના પીઠને દેવતામાં તપાવીને તેના ઉપર દૂધ રેડીને તે જરા ગરમ હોય ત્યારે તેનો નાભી ઉપર શેક કરવો. આથી સોજો મટે છે.

**ડુંટી પાકતી હોય** તો હળદર, લોદર, ધઉલા અને જેઠીમદ એનો કલ્કથી પકાવેલું તેલ ચોપડે તો પાકતી ડુંટી મટે છે.

બીજો ઉપાય-બકરીની લીંડીઓ બાળીને તેની ભસ્મ નાભિ ઉપર ભભરાવવાથી અથવા વડ વિગેરે પંચક્ષારી વૃક્ષોની છાલનું ચુર્ણ, નાભી ઉપર ભભરાવવાથી મટે છે. સુખડનું ચુર્ણ ભભરાવવાથી પણ મટે છે.

**ગુદાપાક**—ગુદા પાકતિ હોય તો રસવંતીનો લેપ કરવો ને રસવંતી પાવી. આ ઉપાય ઉત્તમ છે, બીજો ઉપાય શંખ રસવંતી અને જેઠીમધ એનું ચુર્ણ ચોપડે તો ગુદાનો પાક મટે છે.

રડતુ હોય તો--ઘણીવાર બાળક વધુ રડરડ કરે છે તેથી તેને ઘણી અજ્ઞાન સ્ત્રીઓ અફીણ આપે છે તેથી ઘણીવાર બાળકો મરણ પામે છે. માટે તેવો ઉપાય ન કરતાં માત્ર ત્રિફળા અને પીપરનું ચુર્ણ ઘી તથા મધમાં આપવાથી બાળક રડતું બંધ થશે.

**ગળુ પડયું હોય તો**—હરડે, વજ અને ઉપલેટ એનો કલ્ક કરી મદમાં કાલવી ધાવણની સાથે પાવું. માથા

ઉપર માથું ઘસીને ચોપડવું. જેથી મટી જશે.

કુકુણકનો ઉપાય—ત્રીફળા, લોદર, સાટોડી સુંઠ અને ઉભી બેઠી રીંગણીના પાણીમાં વાટી જરાક ગરમ હોય ત્યારે લેપ કરવાથી મટે છે.

**અહિપુતનો ઉપાય**—શંખ, ધોળો સુરમો, અને જેઠીમદનો લેપ કરવો.

**પરિગર્ભિકનો ઉપાય**—બાળકને પારૂઘલો થયો હોય તો જઠરાગ્નિ દિપન કરવાનો ઉપાય કરવો.

**દાંત વખતે થતા રોગનો** ઉપાય-ધાવણીનાં ફુલને પીપરના ચુર્ણ મધમાં કાલવીને પેઢાં ઉપર ઘસવું. વળી આંબળાનો રસ ને મધ પણ ઘસી શકાય છે. આ ઉપચાર કરવાથી બાળકો બહુ હેરાન થતા નથી.

**આંચકી**-આ રોગ ગરમીથી વાયુના પ્રકોપથી થાય છે, અને વેગ માથામાં એકદમ જઇ ગુંચાય છે તેથી કરી હાથ પગ થર થર ધરજે છે, આંખો ખેંચાય છે. આ વખતે જો તેનો ઈલાજ કરવામાં ન આવે તો સ્થિતિ ગંભીર થઇ જાય છે, આ સ્થિતિ થાય છે ત્યારે ઘરના માણસો બાધાઓ રાખે છે

**ચિકિત્સા**—તેના નેત્રો સાચવીને પોચા હાથે દબાવવા આંખ મીચાવી દેવાથી તેનું જોર કાંઇક ઓછું થાય છે. ધોળી ડુંગરીને સ્હેજ નખથી ફોલીને તેના નાક આગળ

ધરવી તેની વાસથી આંકડી શાન્ત થાય છે. ગુલાબ જળને રૂમાં નાંખી તે પુમડું માથે, કપાળે અને આંખે ચોપડવું. તાળવા ઉપર ચોપડવું નહિ. મોટી હરડે ઘસીને પાણીમાં પાવું. અને દાંતે પણ ચોપડવી.

**આંચકી આવતી હોય તો**—આંચકી આવતી હોય તો ૧ વાલ ટંકણખાર ફુલાવી મધમાં આપવો.

**મ્હોંમાં શુલીઓ** આવ્યો હોય તો એલચીને બાળી તેની રાખ મધમાં કાળવી જીભ ઉપર ચોપડવી

**બાળકની બુદ્ધિ ને બળ વધે તેવા ચાર ઉપાયો**—(૧) સુવર્ણભસ્મ, કઠ, મધ, ઘી, વજનું ચુર્ણ એકત્ર કરી ખવરાવવું (૨) સુવર્ણભસ્મ, બ્રાહ્મી, શંખાવલી, મધ અને ઘી એકત્ર કરી આપવું. (૩) સુવર્ણભસ્મ, સુરજમુખી, મધ ને ઘી એકત્ર કરી આપવું. (૪) સોનાની ભસ્મ, કાયફળ, ધોળી ધરો ઘી ને મધ એકઠાં કરી ચટાડવું. આમાંથી એક પણ ઉપાય કરવાથી બાળકની બુદ્ધિ વધે, બળ આવે છે. આ ઉપાય ૧ વર્ષ સુધી આપવો; ઘણા તો બાર વર્ષ સુધી આપવાનું કહે છે.

**શરીર તેજસ્વી બને**—તેલ તથા લાખનો રસ સરખાભાગે લેવો તથા તેથી ચાર ઘણું દહીંનું પાણી લેવું. તેમાં રાસ્ના, સુખડ, કઠ, આસન, હળદર, સવા, દેવદાર, જેઠીમધ, મોરવેલ અથવા પીલુડી, કડુ અને હરડેનો કલ્ક નાંખી તેનું તેલ પકાવી બાળકને શરીરે માલીસ કરવામાં આવે તો બાળકને તાવ હોય તો તે મટાડી શરીરની કાંતિ

સુધારી તેજસ્વી વર્ણ બનાવે છે.

વરાધ-સસણી—શુગ્યાદિ ચુર્ણ મધમાં આપવું, અથવા આંબાના રસમાં ગોળ નાંખીને આપવાથી વરાધ મટે છે. હરડે, બ્હેડાં, જેઠીમધ ગરમ પાણીમાં ઘસી તેમાં સીંધવ મધ નાંખી આપવું. આ રોગમાં કફનું જાળું બંધાઇ તે વાયુની કુદરતી ગતીનો નડાવ કરે છે, તેથી કરી વાયુ જોર કરી આમતેમ પુર જોસમાં ફર્યા કરે છે. તે વાયુ કોઇ પણ રીતે પોતાનો માર્ગ ખુલ્લો કરવા માગે છે, પણ તેના જોરને લીધે પેટમાં વધુ કફ એકઠો થઇ જાળામાં ભરાય છે તેથી કરી તે વાયુ વધારે રોકાઇ જાય છે. કફનું જાળું ઉપર ચઢતાં ચઢતાં કાળજા પાસે આવીને ચોંટી જાય છે. પછી ગળુ ભરાઇ જાય છે. આ સસણી જેવો બીજો પ્રાણઘાતક રોગ નથી. આ રોગમાં ઉષ્ણ ઉપચારો કરવાથી ઘણી વખત અવક્રિયા થાય છે.

ચિકિત્સા—ગોરોચન, હળદર, નાગરવેલના પાનના રસમાં આપવું. કારેલીના પાંદડાનો રસ કાઢી તેમાં હળદર નાંખી પાવું. આથી ઉલ્ટી, ઝાડા થઇ પેટ સાફ થશે. સોનેરી ચંપાના ફુલની કળી ને સાજીખાર પા.ઈ દેવો, આકડાના પાનનું બંધારણ બાંધવું. આકડાના પાનનો રસ રેવંચીનો શીરો, એળીઓ, હિકામારી પાંખડીઓ ખાર ભેગુ કરી સ્હેજ ગરમ કરવું પછી દૂધ સિવાયના ભાગ ઉપર લેપ કરવો.

ઉટાંટીઆમાં કાંટાશેરીઆની છાલનો ઉકાળો પાવો, સોયરીંગણીનો ઉકાળો મધ મેળવીને પાવો,

તૃષાનો ઉપાય—વાળો, સાકરનું ચુર્ણ મધમાં ચટા-

હવાથી બાળકની તરસ મટી જાય છે ને તરસની પીડા પણ મટી જાય છે.

ધાવતું ન હોય તો—હરડે, આંબળાં ને સીંધવ વાટી તેને મધ અને ઘીમાં મેળવી બાળકની જીભ ઉપર મુકવું. ઘઉંલા, સાજીખાર અને સિંધવ મધમાં મેળવી બાળકને ચટાડે તો દૂધ સંબંધી રોગ જલ્દી મટે. એકાદ દિવસ પછી ધાવવા માંડશે.

જુલાબ આપવો—મોટી હરડે સ્હેજ ગરમમાં ઘસીને પાવી. મીંઢીઆવળ ને નસોતર આપવાં. રેવંચીનો શીરો ને રતીભાર મધ કે ગોળમાં આપવો. ખાસ કરીને બાળકોને અઠવાડીયામાં એકાદ બે વખત જુલાબ આપવો ને માત્ર હરડેજ આપવી જેથી બાળક આગળ જતાં નિરોગી રહે છે વધુ જુલાબ આપવા નહિ. બીજી કોઇ પણ જાતની ભારે ગોળી કે જુલાબની ગોળી આપવી નહિ.

માથામાં ફોલ્લીઓ થાય તો તે ઉપર સુખડ,મેલાગર એને ગુલાબજળમાં ઘુંટી લેપ કરવો. રતાંજળી, ગુલે અરમા નીચેનો થંડા પાણીમાં લેપ કરવો. ચોખાની કણકી ને ધરો ઝીણી વાટીને લેપ કરવો.

શરીર ઉપર અળાઇઓ—સુખડ, ધાણા, વાળો એને ગુલાબજળમાં ઝીણી વાટી લેપ કરવો. આંબળાં, વાળો,ધાણા, નાગરમોથ અને પાણીમાં વાટી લેપ કરવો. ચણાનો લોટ થંડા પાણીમાં મેળવી લેપ કરવો પછી સુકાયા પછી સારા ન્હાવાના સાબુથી બાળકને નવરાવવું પછી સુખડનો સ્હેજ લેપ કરવો જેથી અળાઇઓ મટી જશે.

બાળકોની સંભાળ ઘણીજ કાળજીપૂર્વક રાખવાની છે કેમકે તેને દુઃખ થાય તે આપણને કહેતું નથી ને રડે છે તેથી તેને મારી મારીને સુવાડે છે. આમ બહુ રડાવવાથી બાળક ઘણી વખત મૃત્યુ પામે છે માટે તેની સારવાર ઘણીજ કાળજીપૂર્વક કરવી, ન સમજ પડે તો હોશીયાર વૈદ્યને બતાવવું. ઘણા લોકો બાળકને બાળગોળી પાય છે તેમજ બીજી ઘણી જાતની આડી અવળી દવા આપે છે. ઘણી વખત ગામડામાં તો બાળકોને તે અફીણ પણ ખવરાવે છે તે ઘણુંજ ખરાબ છે, આથી બાળકના આરોગ્યને હાની થાય છે માટે કેફી પદાર્થ ખવરાવવો નહિ.

## બાળકો માટે ખાસ ઉત્તમ પેટંન્ટ દવાઓ.

**બાળાગોળી**—આ ગોળી બાળકોના તમામ પ્રકારના દરદો. તાવ, ઉલ્ટી, ઝાડા વિગેરે મટાડી શરીરને પુષ્ટ કરે છે. રૂ. ૦॥

**બાલામૃત**—બાળકોને ધાવણ પચતું ન હોય, ઓકતું હોય તો તે સર્વ રોગ મટાડી દુધ પચાવે છે. કીં. રૂ. ૦-૧૨

**બાળપુષ્ટિકર**—આ ચુર્ણ ખાસ બાળકો માટે બનાવેલું છે જેને લીલા ઝાડા થતા હોય, વારંવાર ઝાડા થાય, શરીર દુબળું રહેતું હોય તો આ દવાનો ઉપયોગ કરવો. આ દવાનો પ્રથમથી ઉપયોગ કર્યો હોય તો બાળકને કોઈ પણ પ્રકારનો રોગ થવાનો સંભવ નથી. ચાલતાં જલ્દી શીખે છે. કિંમત રૂ. ૦-૮-૦

વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે રચીત પુસ્તકો
ભુત ભવિષ્ય અને વર્તમાન કાળની વાત જાણવી હોય તેઃ

# ભવિષ્યવેત્તા ચોથી આવૃત્તિ

યાને ભવિષ્ય જાણવાની વિદ્યા—જે પુસ્તક ઉપરથી દરેક માણુસ ભવિષ્યમાં શું બનશે તે જોઇ અને જાણી શકશે, તેમાં જ્યોતિષશાસ્ત્ર, રમળશાસ્ત્ર, સ્વરોદય શાસ્ત્ર, જન્મોતરી બનાવવાની રીત, તે જોવાની રીત વગેરે; ભાગ્યોદય, દાસપણું, બંધિખાનું, રોગ, સ્ત્રી સુખ, લગ્નનું સુખ પ્રજાનું સુખ, જીંદગીનું, શરીરનું સુખ, અકસ્માત ધનપ્રાપ્તિ; રાજ્યલક્ષ્મી, વાહનનું, મકાનનું, વિદ્યાનું સુખ દુઃખ કયારે મળે વિગેરે જોવાની રીત, ધંધામાં લાભ થશે કે કેમ, વગેરે ભવિષ્યની વાત જોવાની રીત. કીં. રૂ. ૫)

# ધનપ્રાપ્તિના માર્ગો

કિંવા હુન્નર ઉદ્યોગ વ્યાપાર શિક્ષક

જેમાં ધનવાન થઇ શકાય તેવા હજારો હુન્નર ઉદ્યોગના ખેતીવાડીના, વૈદકના પ્રયોગો, વ્યાપારી શિક્ષણ, દેશપરદેશમાં બનતી વસ્તુઓની માહીતી દેશપરદેશના વ્યાપારીઓની ડીરેકટરી વિગેરે વિષયો છે. ભાગ ૧૫ ભેગા છે, પાન ૬૫૦) કીંમત રૂ. ૮—૦—૦ હાલ રૂ. ૫)

દરેક ધર્મના મનુષ્યોને મનન કરવા યોગ્ય ઉપયોગી પુસ્તક.

# સ્વધર્મનિષ્ટ દૈવીજીન

## અથવા ધર્મસંસ્થાપક મહાપુરૂષોનાં જીવનવૃત્ત.

આ પુસ્તકની અંદર હીંદુ, મુસલમાન, જૈન, પારસી સર્વ ધર્મોનું રહસ્ય, ધર્મસંસ્થાપક સંસારમાં ઉચ્ચ જીવન ગાળી આદર્શમય ચારીત્ર્યશીલ શી રીતે બને તેવાં અનેક ૧૫૦ ઉપરાંત વૃત્તાંતોનો સમાવેશ છે. પાકું પુંઠું, પાન ૭૬૦ કીંમત રૂા. ૬) પણ હાલમાં રૂ. ૪)

ભાગ્યોદય ઓફીસ—અમદાવાદ અને મુંબાઇ.

પુરૂષોને શકિત આપનાર, ધાતુની નબળાઇ મટાડી, પુરુષત્વ આપનાર

**મહાન ટોનિક—શુક્રલ** ( રજીસ્ટર્ડ )

જો તમે કોઈ પણ કારણથી નબળા રહેતા હો, ધાતુની શિથિલતા જણાતી હોય શરીર ફાટતું હોય કેડો ચુસાતી હોય, માથું ચડતું હોય, આંખો બળતી હોય, બરડો ફાટતો હોય ખાધું પચતું ન હોય, ભુખ લાગતી ન હોય. બંધકોષ રહેતો હોય, પેટમાં વાયુ જણાતું હોય, ઇંદ્રિયો શિથિલ, કમજોર અને ધાતુહીન થયેલ જણાતી હોય, લોહી ફીક્કું પડી ગયું હોય તો આજે જ મહાન ટોનિક શુક્રલ એ દવા મંગાવીને વાપરો, એ દવાથી ધાતુ એકદમ વધી, ઘટ્ટ થાય છે. કારણ આ દવા શાસ્ત્રિય પદ્ધતિથી મકરધ્વજ, કેસર, કસ્તુરી, સુવર્ણ બંગ, લોહ આદિ ધાતુવર્ધક ૪૦ ઔષધોના મિશ્રણથી બનાવેલી છે.

આ ઉત્તમ ટોનિક પુષ્ટિવર્દ્ધક દવા લેવાથી સ્વપ્ને કે પેશાબે જતી ધાતુ બંધ થશે શરીરમાં નવું લોહી વધી પુષ્કળ તાકાત વધે છે. શરીરની નસો ઘસાઇ ઢીલી પડી ગઇ હોય જ્ઞાનતંતુઓની નબ-ળાઇ, જરા મહેનત કરતાં થાક લાગતો હોય કે મેડે ચઢતાં હાંફ ચઢતો હોય, મગજ થાકી ગયું હોય. શરીરના સાંધામાં ને હાડકામાં કળતર થતું હોય, કામ કરવામાં અણગમો થાય હોજરીનો કે લીવરનો બિગાડ, પાચનશિકત મંદ થઇ હોય ધાતુ નબળી પડી ગઇ હોય, તે તમામ દરદો ખાત્રીથી મટાડે છે. આ દવા વાપરતાં લોહીમાં લાલી આવશે. શરીર હૃષ્ટપુષ્ટ થશે, મેદવાયુ મટશે, શરીરનો રાજા વીર્ય જે શરીરનું સત્વ ગણાય છે તે વીર્યને વધારી ઘટ બનાવી શરીરમાં નવું બળ નવો જુસ્સો અને નવું જીવન આપશે. બાટલી ૧ ની કિંમત રૂ. ૨) ત્રણ ની કિંમત રૂ ૫) ત્રણ બાટલીથી પૂર્ણ આરામ થયે નવું બળ આવી જશે.

**દવે કેમીકલ વર્કસ (દવે ફાર્મસી)—અમદાવાદ અને મુંબાઈ.**

## દવે કેમીકલ વર્કસ અને દવે આયુર્વેદિક

# ફાર્મસીની પેટંન્ટ અને દેશી દવાઓ.

અમારી પેટંટ દવાઓ આજકાલ કરતાં વીસ પચીસ વર્ષોથી લોકોના અનુભવમાં આવેલી છે, આ દવાઓ આયુર્વેદમાંથી શોધન કરી અમે ખાસ અનુભવ લઇ બનાવેલી છે. અને જેને લાખો માણુસોએ વાપરી અજમાવી ખાત્રી કરી છે.

વૈદ્યો અને ડોકટરો અમારી પેટંટ દવાઓ વાપરે છે. વેપારીઓ જથાબંધ મંગાવી વેચે છે એ જ અમારી દવાઓની શ્રેષ્ટતા છે.

**લીવર સૉલ્યુશન**—બરોળ, લીવરના વ્યાધી, પાંડુ, કમળો લોહીની ફીકાશ મટાડે છે. તાવ અને જીર્ણજ્વર મટાડી લોહી સુધારી શકતી આપે છે. ૧ ઔંસની બા. ની કીં. રૂ. ૧)

**સારસા પરીલા**—દેશી વનસ્પતીના મુળાડીયામાંથી બનાવેલું આ સારસાપરીલા વીલાયતી સારસાપરેલા કરતાં હજાર દરજ્જે ગુણમાં ચઢે છે, ગરમી મટાડી લોહી સુધારે છે. ખસ, લુખસ, ચામડીના વીકારો, ચળ, ચાંદી, વીસ્ફોટક મટે છે. લોહી સુધારી શકતી આપે છે. ૪ ઔંસ બાટલીની કીં. રૂ. ૧)

**કફ સીરપ**—આ કફ સીરપ દીવસમાં ૩ વખત પાણી સાથે એકેક ચમચી પીવાથી કફ, ઉધરસ, છાતીનો દુઃખાવો મટે છે. નબળાઇ મટાડે છે, ૪ ઔંસ બાટલીની કીં. રૂ. ૧)

**ટોનીક સીરપ**—નબળાઇ મટાડી શક્તિ આપે છે, શરીરનો દુઃખાવો; ધાતુની નબળાઇ અને અશક્તિ મટાડે છે. બા. ૧ રૂ. ૧)

**ઉન્માદહર ગુટીકા**

આ દવાથી ગાંડપણુ વઇ અને ચકરી મટે છે. કીં. રૂ. ૨)

**વધરાવળ ગુટીકા**—આ દવા ખાવાથી વધરાવળ સારણગાંઠ ઘણા માણસોને મટી છે, કીં. રૂ. ૨) મલમની કીં. રૂ. ૨—૦

## ભુખ લગાડી, ખાણું પચાવી, દસ્ત સાફ લાવનાર

## આનંદવટી

આ દવાથી—કકડીને ભૂખ લાગે છે, ખાધેલું હઝમ થઇ જાય છે અને નિયમસર દસ્ત સાફ લાવે છે. પેટના ગડગડાટને મટાડે છે, ખાવા ઉપર રૂચી થાય છે, અજીરણ મટાડે છે, ખરાબ ઓડકાર આવતા નથી અને મ્હોંને સ્વાદિસ્ટ બનાવે છે, દરેક માણસે એક ડબી હંમેશાં પાસે રાખવીજ જોઇએ. કીં. રૂ. ૧)

## હીસ્ટોલીના (હીસ્ટીરીઆહર પીલ્સ)

સ્ત્રીઓને જુવાન વયમાં આ રોગ લાગુ પડે છે. પછાડ આવે, બેભાન થઇ મોંઢે ફીણ આવે, હાથ પગ ઘસે, કેટલીક સ્ત્રીઓ ધુણે ને લવારી કરે છે. કેટલાકો ભુતના વહેમમાં ભુવા આખડીમાં પૈસા ખર્ચે છે. આ દવાથી ગમે તેવો જુનો હીસ્ટીરીઆ થઇ, મુર્છા, અને ફેફરૂં મટે છે. ઘણી સ્ત્રીઓના રોગો મટી ગયા છે, એક વાર વાપરવા ખાસ ભલામણ છે. કીં. રૂ. ૨—૦—૦ અનુપાનની કીં રૂ. ૨ મળી રૂ. ૪—૦—૦ સુંઘવાની ડબી રૂ. ૧) કુલ રૂ. ૫—૦ માં મળશે.

## બાળકોને ભણવામાં હોંશિયાર ને બુદ્ધિમાન કરવાં હોય તો

## મેમોરાઇન (રજીસ્ટર્ડ)

નાના બાળકોને નાનપણથી જ આ દવાનું સેવન કરાવ્યાથી તેમની બુદ્ધિ અને યાદદાસ્તી વધે છે, કોઇ પણ અઘરા વિષયો સ્હેલથી શીખી શકે છે. તેમનું મગજ ઠંડુ રહે છે. જ્ઞાનશક્તિઓ ખીલે છે, ગણિતના અઘરા વિષયમાં મન પરોવી શકે છે. અઘરા વિષયો સ્હેજવારમાં વગર ગોખણપટીએ યાદ રહી જશે. કીં. રૂ. ૨

## ઇન્ફલ્યુએન્ઝા મીક્ષ્ચર

ગમે તેવા તાવ ને ઇન્ફલ્યુએન્ઝાથી મરતા હજારો માણસ બચ્યા છે ૨૪ કલાકમાં ઇન્ફલ્યુએન્ઝાનો તાવ મટાડે છે રૂ. ૧)

## દમરોગ નીવારણ ગુટીકા

આ દવાથી ઘણા માણસોના જુના દમના રોગો મટયા છે; તેનો ઉપયોગ કરવાથી શ્વાસ નિયમસર ચાલે છે, ફેફસાંને તંદુરસ્ત બનાવેછે. અને શ્વાસ કે ઉદરસ ચઢતી બંધ થાયછે. દમ મટેછે. ખવાય છે. દસ્ત ખુલાસે થાય છે ને ખાધુ પચે છે, તેની કીં. રૂ. ૨) અનુ-પાનની કીંમત રૂ. ૨)

**પેનહરબામ**—આ બામ ચોપડવાથી માથાનો દુઃખાવો; વા; ચરકા, કળતર તરતજ મટે છે. સંધિવા ઉપર ગુણકારી છે કીં.૦—૮

**ખસની દવા**—ગમે તેવી ખસ ફોલ્લા અને લુખસ મટે છે. રૂ. ૦।

## બાલનાશક પાવડર

આ પાવડર પાણી સાથે મેળવી વાળ ઉપર લગાવવાથી તરત વાળ ખરી પડે છે, લાહ્ય કે બળતરા બળતી નથી, ચામડી નરમ ને સુંવાળી રહે છે કીં. ૦—૮ ત્રણની કિંમત રૂ. ૧—૦

## જુલાબની ગોળી

આ ગોળીઓથી ગળામાં લાહ્ય કે ગરધરી બળતી નથી, વીણા-સુંટા થતા નથી અને મળ સાફ થાય છે. ડબી ૧ ની કીં. રૂ. ૦।।

## ખરજવાનો મલમ

ગમે તેવું સુકું કે લીલું ખરજવું ગમે તેટલું જુનું હશે તોપણ તે તથા હાડગંભીર આ દવાથી મટે છે, ખરજવાની દવા કરી કરીને થાકેલા હોય તેમને અજમાવવા ભલામણ છે. ડબી ૧ ની કીં. રૂ. ૦।।

## દંત મંજન

દાંત દુખતા હોય, હાલતા હોય, દાંતમાં સણકા નાંખતા હોય અવાળુ ફુલ્યું હોય અને દાંત વહેલા પડી જતા હોય તો આ દંત-મંજન, દાતણ કરતી વખતે દાંતે ઘસવાથી દાંતના તમામ દરદો સણકા અને અવાળાં મટાડી દાંતને મજબુત કરે છે કીં. ૦।। ત્રણનો રૂ. ૧—૦

**મુંબાઈનું પાણી લાગે નહીં, શરીર હમેશાં નિરોગી રહે, ખાધું પચી જાય, મંદાગ્નિ મટે તે માટે અનુભવસિદ્ધ**

## આરોગ્યામૃત (રજીસ્ટર્ડ)

સવાર સાંજ બબ્બે ગોળી ખાઓ, એટલે શરીરની આરોગ્યતા વધશે. ઝાડા, સંગ્રહણીનું દરદ થશેજ નહિ; કકડીને ભુખ લાગે, શક્તિ વધે, ખુલાસે દસ્ત થશે. વળી તાવ, અજીર્ણ, હાર્ટડીસીઝ, સળેખમ, ઉદરસ, સંગ્રહણી, હરસ, દમ, પ્રમેહ, સોજા, ઉદરરોગ, આફ્રરો, ખાધું ન પચવું, બરોળ, લીવરના સોજા વગેરે અનેક રોગોને આ દવા ખાત્રીથી મટાડી દે છે. આ દવા રોજ સેવન કરવાથી આયુષ્ય વધે છે. કિંમત બાટલી ૧ ના રૂ. ૨–૦; ત્રણ બાટલીના રૂ. ૫–૦

## દવેજ નરવાઇન ટોનીક પીલ્સ (રજીસ્ટર્ડ)

આ દવાથી શરીરમાં શક્તિ આવે છે. ફ્રાટ, ચુસ, કળતર અશકિત, હાંફ ચઢવો, કમર દુખવી મટે છે. મગજને ઠંડક આપે છે અને શરીરમાં નવી શકિત ઉત્પન્ન કરે છે, ધાતુગત દોષો મટાડી, ખરૂ પુરૂષત્વ બક્ષે છે. પેશાબ કે સ્વપ્ને કોઇ પણ રસ્તેથી ધાતુનું જવું બંધ કરી ધાતુને ઘટ કરી વધારે છે. આ દવા શક્તિનો રાજા છે. કિ. રૂ. ૧), ત્રણના રૂ. ૨–૧૦

## કામરસ ગુટીકા (રજીસ્ટર્ડ

આ દવા ખાવાથી સ્ત્રીઓને પ્રજા થતી નથી. વારંવાર પ્રજા થવાથી નબળી પડી જતી સ્ત્રીઓને આ દવા લેવાથી પતી સાથે રહેવા છતાં ગર્ભ રહેતો નથી અને પ્રજા થતી નથી. દવા બિલકુલ નુકશાન કરતી નથી ડબી ૧ ની કીં. રૂ. ૫).

## જય ગુટિકા

આ દવાથી જે સ્ત્રીઓને ઋતુસ્રાવ–અટકાવ ન આવતો હોય, તેને અટકાવ આવે છે. તેમજ અટકાવ આવતો હોય. તે વખતે પેઢામાં દુઃખ થતું હોય, તેને મટાડી નિયમસર અટકાવ લાવે છે. કીં રૂ. ૧

## બરોળની ગોળીઓ—પ્લીહાપીલ્સ

આ દવાથી બરોળ, પાંડુરોગ, શરીર પીળું પડી જઇ ધોળી પુણી જેવું થવું, કમળો કમળી, કલેજામાં થયેલો લોહીનો જમાવ, મંદાગ્નિ અને કલેજાના લીવરના સોજા અને બીજા રોગો તથા હાથ પગને પેટના સોજા મટે છે, કીં. ૧) ત્રણની કી રૂ. ૨–૧૦.

## રાજવંશી યાકુતિ (રજીસ્ટર્ડ]

ધાતુગત તમામ રોગ મટાડી, ખરૂં પુરૂષાતન અને શકિત આપી, ધાતુનો વધારો કરી ઇંદ્રિયોની શિથિલતા મટાડી સતેજ કરવામાં આ દવા સર્વોત્તમ છે. નબળાઇને પ્રામ મનુષ્યોને આશીર્વાદ સમાન છે. ધણાએ અજમાયશ કરી છે. ડબી ૧ ની કીં. રૂ. ૫–૦ હજારો માણસોને ફાયદો થયો છે.

## નપુંસકત્વારિ લેપ.

આ લેપ ગુહ્ય ભાગ ઉપર લગાવવાથી ગુહ્યેંદ્રિય સતેજ થાય છે અને નસોની નબળાઇ મટી નપુંષકપણું મટાડી ખરી જુવાની પ્રાપ્ત છે. કીં. ડબી ૧, રૂ. ૩.

## બાધિર્ય તેલ

કાનમાં થતી તમામ દરદો, કાન પાકવો, સણકા નાંખવા, ગણુ-ગણાટ થવો અને બ્હેરાપણું આ તેલનાં બબે ટીપાં કાનમાં નાંખ-વાથી મટી જાય છે. કીં રૂ, ૧.

## અફીણ નાશક ગુટિકા

અફીણીઓને આ દવા એક માસ ખાવાથી અફીણ છોડાવે છે. ફરી દવા કે અફીણ ખાવાની જરૂર રહેતી નથી. અફીણમાં પૈસા બરબાદ કરી શરીરને નુકશાન કરવા નહીં ઇચ્છતા મનુષ્યોએ જરૂર આ દવા વાપરી અફીણ છોડવા ભલામણ છે. ડબી ૧ ની કીં. રૂ૨)

ભાગ્યોદય પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું, ખાડીયા-**અમદાવ**